# થીઓસોફી અને થીઓસોફીકલ સોસાઈટી સંબંધી

## બે બોલ.

---

### ( ૧ ) તેના ત્રણ હેતુઓ

ન્યાતજાત, કોમ, વર્ણ, ધર્મ, સ્ત્રી કે પુરૂષનો ભેદ રાખ્યા સિવાય મનુષ્યજાતિના ભ્રાતૃભાવનું કેન્દ્ર બનાવવું.

ધર્મ, તત્ત્વજ્ઞાન અને સાયન્સ ( વિજ્ઞાન )ના મુકાબલે અભ્યાસ કરવાના કામને ઉત્તેજન આપવું.

૩. કુદરતના અત્યાર સુધી નહિ સમજાયેલા નિયમોની અથવા મનુષ્યમાં રહેલી ગુપ્ત શક્તિઓની શોધ કરવી.

સોસાઇટીમાં દાખલ થતી વખતે દાખલ થનારના ધાર્મિક ચાર શા છે, તે તેને પૂછવામાં આવતું નથી; તેમજ તેના ધાર્મિક ચારની આડે કોઇ આવતું નથી. પણ પોતાના ધર્મને વાસ્તે જે ન્માનની તે આશા રાખે છે, તેવુંજ સન્માન પોતાના બંધુસભાદોના ધર્મ તરફ તેણે બતાવવું જોઇએ. થીઓસોફીની અમુકજ ન્યતા નથી, અને તેથી તે ન માને તે નાસ્તિક એમ પણ નથી. મુક મનુષ્ય થીઓસોફીના શિક્ષણને ન માને તે ઉપરથી તેને સભાદ થતો અટકાવવામાં આવતો નથી. કોઇ મનુષ્ય મનુષ્યજાતિના તૃભાવ સિવાયનાં બધાં શિક્ષણો સ્વીકારવાની ના પાડે, છતાં સોસાીમાં રહેવાનો તેને પુરેપુરો હક છે.

થીઓસોફીસ્ટો એમ ધારે છે કે, સ્વતંત્રતાના વાતાવરણમાંજ બુદ્ધિ પોતાનું કામ ઉત્તમ રીતે કરી શકે છે; માટે સત્યની તપાસ

કરવાના હક સંબંધી અથવા શોધ કરવાની રીતો સંબંધી જે કોઇ પણ પ્રકારની શરતો ન રાખવામાં આવી હોય તોજ સત્યનું ખરૂં દર્શન થઇ શકે. સત્યને તેઓ એટલી મહત્ત્વની વસ્તુ ગણે છે કે તે સત્યને કેવી રીતે, ક્યાં અને, શામાટે શોધવું જોઇએ, તે વિષેની કોઇ શરતોથી તેઓ કોઇપણ મનુષ્યને બાંધી લેવા માગતા નથી.

જે પ્રશ્નોના સંબંધમાં મતભેદ હોય તે પ્રશ્નો ઉપર જૂદા જૂદા જાતના ઘણા અભિપ્રયો ધરાવતા સભાસદો સોસાઇટીમાં હોય તો તે સોસાઇટીના ભવિષ્યને માટે સારી આશા આપનારૂં ચિન્હ છે. એકજ વિચારના બધા સભાસદો સોસાઇટીમાં મળે, એ ઇચ્છવા યોગ્ય નથી; માટે આ વિચારસ્વાતંત્ર્યનું, દરેક સભાસદ પોતાને તેમજ બીજાઓને માટે રક્ષણ કરવું જોઇએ. થીઓસોફીકલ સોસાઇટી બ્રહ્મ-વિદ્યાની સેવિકા છે.

**सत्यान्नास्ति परोधर्मः** । સત્ય કરતાં વધારે ઉંચો કોઇ ધર્મ નથી, એ એનો મુદ્રાલેખ ( motto ) છે. જે સત્યના અંશ દરેક ભૂલભરેલા વિચારની પાછળ પણ રહેલા હોય છે અને જે મનુષ્ય-ના હૃદયને પોતાના ભણી આકર્ષે છે, તે સત્યના અંશને તે શોધે છે.

દરેક ધર્મ, દરેક તત્ત્વવિદ્યા, દરેક પ્રકારનું સાયન્સ અને દરેક પ્રવૃત્તિમાં જે સત્ય અને સૌંદર્ય રહેલું છે, તે આ થીઓસોફી અથવા બ્રહ્મવિદ્યામાંથી આવેલું છે; પણ બીજામાં તે નથી અને મારામાંજ છે, એમ કોઇ પણ ધર્મ, તત્ત્વવિદ્યા કે સાયન્સ દાવો કરી શકે નહિ. થીઓસોફી ઉપર થીઓસોફીકલ સોસાઇટીની એકલાની માલીકી નથી, થીઓસોફીકલ સોસાઇટી તે થીઓસોફીની છે.

થીઓસોફીકલ સોસાઇટી અભ્યાસીઓનું એક મંડળ છે. તેઓ પોતપોતાને યોગ્ય લાગે તે ધર્મ પાળે છે, અથવા કેટલાક કોઇપણ ધર્મ પાળતા નથી. ઉપર જણાવેલા હેતુઓ કબુલ રાખવાથી અને

જૂદા જૂદા ધર્મના અનુયાયીઓ વચ્ચે માલમ પડતો વિરોધ દૂર કરવાની ઇચ્છાથી તેઓ એકત્ર થાય છે. ધર્મ સંબંધી જૂદા જૂદા મત-ધરાવનારા, પરંતુ શુભેચ્છાવાળા તમામ મનુષ્યોને એકઠા કરવાની અને વિવિધ ધર્મોનો અભ્યાસ કરી તેનો લાભ બીજા બંધુઓને આપવાની તેઓ ઇચ્છા રાખે છે. તેમની વચ્ચે એકતા ઉત્પન્ન કરનાર કારણ સામાન્ય માન્યતા નથી, પણ સત્યની સામાન્ય શોધ અને સત્ય મેળવવાની એક સરખી ઉચ્ચ ભાવના છે. અભ્યાસ, ચિંતન, પવિત્ર જીવન અને ઉચ્ચ ભાવનાઓના પાલનથી સત્યની શોધ કરવી જોઇએ, એવી તેઓની માન્યતા છે. સત્ય એ એક કીમતી વસ્તુ છે, જે પ્રયત્ન કરનારનેજ મળી શકે છે, અને તે બીજાને તેની ઇચ્છા વિરૂદ્ધ અનાવવા જેવી વસ્તુ નથી. તેઓ માને છે કે દરેક માન્યતા પોતાના અભ્યાસ અને આંતર પ્રેરણાના પરિણામરૂપે હોવી જોઇએ. તે માન્યતા અમુક વ્યક્તિના કથનપર નહિ પણ પોતાના જ્ઞાનપર રચાયેલી હોવી જોઇએ. તેઓ સર્વ તરફ ઉદાર વૃત્તિથી જુએ છે. જેઓ બીજાના અભિપ્રાયને માન આપી શકતા નથી, તેવા મનુષ્યો તરફ પણ તેઓ સહનશીલતાથી જુએ છે. તેઓ એમ કરવામાં બીજાઓ ઉપર ખાસ ઉપકાર કરે છે એમ નથી, પણ પોતાનું કર્તવ્ય બજાવે છે એમ તેઓ માને છે. તેઓ અજ્ઞાનીને સજા કરવા માગતા નથી, પણ તેના અજ્ઞાનને દૂર કરવા માગે છે તેઓ દરેક ધર્મને બ્રહ્મવિદ્યાના—ઇશ્વરી જ્ઞાનના—અમુક અંશને પ્રકટ કરનાર વિચાર-શ્રેણીરૂપ માને છે, અને તેથી કોઇ પણ ધર્મનો તિરસ્કાર નહિ કરતાં તેનો અભ્યાસ કરવાનું તેઓ વધારે પસંદ કરે છે, અને કોઇને પણ પોતાનો ધર્મ છોડી બીજો ધર્મ સ્વીકારવાનું નહિ કહેતાં તે ધર્મનું પાલન કરવાનું તેને શીખવે છે. શાંતિ એ તેઓને 'સાંકેતિક શબ્દ', ( watch word ) છે, અને સત્ય એ તેઓનું સાધ્યબિન્દુ છે.

# થીઓસોફી.

થીઓસોફી એ બધા ધર્મના મૂળ પાયા રૂપ સત્યોનો સમૂહ છે; અને તેના પર અમુક ધર્મનો ખાસ હક છે, એમ કહેવાય નહિ. તે જીવનના પ્રશ્નોનો સંતોષકારક ખુલાસો આપે છે, અને વિકાસક્રમ ન્યાયથી અને પ્રેમથી ચાલ્યાં કરે છે, તે તે સાબીત કરી આપે છે. મૃત્યુ એ અનંત જીંદગીમાં વારંવાર બનતો બનાવ છે, અને વધારે વિશાળ અને વધારે પ્રકાશમય જીવન તરફ જવા માટે દરવાજો છે. એમ સમજાવી મૃત્યુનું પણ આ વિશ્વમાં યોગ્ય સ્થાન છે, તે તે બતાવી આપે છે. મનુષ્ય પોતે આત્મા છે, અને મન તથા શરીર તેનાં સાધનો છે, એમ શીખવી, આત્મવિદ્યાને દુનિયા આગળ ફરી જાહેર કરે છે. ધર્મના નિયમોના છુપા અર્થ સમજાવી ધર્મશાસ્ત્રો પર તે અત્યંત પ્રકાશ નાંખે છે, અને અંતરચક્ષુ આગળ જે નિયમો સત્ય છે, તેને બુદ્ધિની આંખ આગળ ખરા ઠરાવવાનું કામ થીઓસોફી કરે છે.

થીઓસોફીકલ સોસાઇટીના સભાસદો આ સત્યોનો અભ્યાસ કરે છે, અને થીઓસોફીસ્ટો તે પ્રમાણે જીવન ગાળવા પ્રયત્ન કરે છે. અભ્યાસ કરવાની, બીજા માટે સહિષ્ણુતા રાખવાની અને ખંતથી કામ કરવાની ઇચ્છાવાળો અને ઉચ્ચ આશયવાળો હર કોઈ પુરૂષ અથવા સ્ત્રી આ સોસાઇટીનો સભાસદ થઈ શકે છે, અને ખરા થીઓસોફીસ્ટ થવું એ દરેક સભાસદના પોતાના પ્રયત્નપર આધાર રાખે છે.

થીઓસોફીનો સાર એ છે કે મનુષ્ય પોતે ઈશ્વરનો અંશ હોવાથી જે ઈશ્વરી જીવનનો તે અંશ છે તે ઈશ્વરને જાણી શકે. આ મહાન્ સત્યમાંથી ચોક્કસ રીતે ફલિત થતો બીજો સિદ્ધાંત મનુષ્ય જાતિના ભ્રાતૃભાવનો છે. પરમાણુથી શરૂ કરીને છેક મહાન્ દેવો સુધી દરેકમાં રહેલો આત્મા તે ઈશ્વરી જીવન છે. જો ઈશ્વરી જીવન ચાલ્યું જાય તો ધૂળનો રજકણ પણ ટકી શકે નહિ. મહાન્ દેવ પણ

પ્રભુરૂપી અગ્નિની ચીણગારી છે. સર્વ એકજ પ્રભુના જીવનના ભાગીદાર હોવાથી બંધુઓ છે. પ્રભુ સર્વમાં વ્યાપી લહેલો છે, અને બધા મનુષ્યો એક સાંકળથી એક બીજા સાથે જોડાયેલા છે—આ થીઓસોફીના મૂળ સિદ્ધાંતો છે.

તેમાંથી ફલિત થતાં બીજાં શિક્ષણો સર્વ ધર્મોના સામાન્ય સિદ્ધાંતો છે; જેવાં કે ઈશ્વરનું એકપણું; તેનું સચ્ચિદાનંદ સ્વરૂપ; પુરૂષનું—આત્માનું પ્રકૃતિમાં દાખલ થવું; જૂદા જૂદા જીવાત્માઓની ચઢતી ઉતરતી શ્રેણિઓ, જેમાં મનુષ્યજાતિ પણ આવી જાય છે; ચૈતન્યના તેમજ શરીરોના વિકાસ દ્વારા મનુષ્ય જાતિનિ પ્રગતિ—પુનર્જન્મનો નિયમ; કાર્યકારણના અવિચળ નિયમ પ્રમાણે સર્વની ઉન્નતિ; વિકાસના ક્ષેત્ર તરીકે સ્થૂલ ભુવન, વાસના ભુવન અને માનસિક ભુવન અથવા બીજા શબ્દોમા કહીએ તો ભૂર્લોક, ભુવર્લોક અને સ્વર્ગલોક; મનુષ્ય જાતિના વડીલ બંધુઓ—શ્વેતાશ્રમી ભ્રાતૃમંડળના સભાસદો, જીવન્મુકતોની હયાતી વગેરે.

સઘળા ધર્મોએ ઉપરનાં સત્યો શીખવ્યાં છે, અથવા શીખવે છે. આમાં કેટલાંક શિક્ષણો કાળક્રમમા કોઈ ધર્મમાથી નિકળી જાય, છતાં તે પાછાં આવે છે.

દાખલા તરીકે પુનર્જન્મનો નિયમ ખ્રિસ્તી ધર્મમાંથી નીકળી ગયો હતો. પણ હવે તે ત્યા પાછો દાખલ થતો જાય છે. ધર્મો એક બીજાની નકલરૂપે નથી, કારણ કે થીઓસોફી અથવા બ્રહ્મજ્ઞાનના રક્ષક શ્વેતાશ્રમી ભ્રાતૃમંડળના નાયકો દેશકાળ વિચારી અમુક શિક્ષણને અમુક પ્રજા કે દેશના ધર્મ તરીકે પ્રકટ કરે છે. મુખ્ય સિદ્ધાંતો એકજ હોય છે, પણ તેમની વીગતમાં દેશકાળ પ્રમાણે ભેદ માલૂમ પડે છે.

જો કે કોઈ પણ સભાસદ આમાંનું એક પણ શિક્ષણ માનવાને બંધાયેલો નથી, છતાં સોસાઈટીનું સામાન્ય કામ દરેક દેશમાં આ સત્યો

ફેલાવવાનું છે. દરેક સભાસદને પોતાની મરજી મુજબ અભ્યાસ કરવાનો પૂર્ણ હક છે, તે માનવાનો અથવા તે છોડી દેવાનો પણ તેને હક છે; પણ જો સમગ્ર સોસાઇટી તે શિક્ષણો ન સ્વીકારે અથવા તેનો ફેલાવો ન કરે, તો પછી સોસાઇટી બંધ થવી જોઇએ.

થીઓસોફીના શિક્ષણ પ્રમાણે નીતિનો પાયો જીવનની એકતા પર રહેલો છે. દરેક શરીરમાં એકજ સામાન્ય જીવન રહેલું છે, અને તેથી જે બાબત એકને ઇજા કરે છે તે સર્વને ઇજા કરે છે. ખરાબ કામ કરવું એ મનુષ્ય જાતિના જીવનરૂપી લોહીમાં ઝેર ભેળવવા જેવું છે. તેથી જીવનની એકતાના નિયમનો ભંગ થાય છે. થીઓસોફીને અમુક નીતિનો નિયમ નથી. કારણ કે સઘળી ઉચ્ચ પ્રકારની નીતિ તેમાં સમાઇ જાય છે. થીઓસોફી તેના અભ્યાસકો આગળ સઘળા ધર્મના ઉચ્ચમાં ઉચ્ચ નીતિના સિદ્ધાંતો રજુ કરે છે. સોસાઇટીને વાસ્તે અમુક સામાન્ય નીતિનું ધોરણ નથી, કારણ કે સર્વ સામાન્ય નીતિનું ધોરણ હલકા પ્રકારનુંજ સંભવી શકે, અને સોસાઇટી તેના સભાસદો આગળ ઉચ્ચ આદર્શો ધરે છે, અને ઉમદામાં ઉમદા ભાવનાઓ તેમનામાં ઉત્પન્ન કરીને તેમને વિશેષ ઉચ્ચ પ્રકારની નીતિવાળા બનાવવા માગે છે. તે શ્રીકૃષ્ણ, બુદ્ધ ભગવાન અને ક્રાઇસ્ટ મહાત્મા વગેરેના અપૂર્વ નૈતિક શિક્ષણોને અનુસરવા પ્રયત્ન કરે છે. બહારના દબાણ કરતાં આંતર નિયમ ઉપર તે વિશેષ આધાર રાખે છે. ઓછી ઉન્નતિ પામેલા સભાસદોને દૂર કરવા કરતા તેમને સુધારવા એ તેની રીત છે.

## થીઓસોફીની વિવિધ બાજુઓ.

આપણે ઘણીવાર કહીએ છીએ કે થીઓસોફી એ અમુક ધર્મ નથી, પણ સર્વ ધર્મોની પાછળ રહેલું સત્ય છે, તે વાત ખરી છે. પણ બીજી અપેક્ષાએ વિચારીએ તો તે તત્ત્વવિદ્યા છે, ધર્મ છે, તેમજ વિજ્ઞાન (સાયન્સ) પણ છે. તે તત્ત્વવિદ્યા છે, કારણકે અખિલ

બ્રહ્માંડમાં રહેલા જીવાત્માઓ તથા શરીરોના ઉન્નતિક્રમની યોજનાનો ખુલાસો તે ખુલ્લી રીતે કરે છે. તે ધર્મ પણ કહી શકાય, કારણ કે સામાન્ય ઉન્નતિક્રમનો માર્ગ બતાવ્યા પછી આપણને તે માર્ગ ટુંકાવવાની ચાવીઓ પણ આપે છે કે જે દ્વારા જ્ઞાનપૂર્વક પ્રયત્ન કરી સાધા રીતે અને ટુંક સમયમાં આપણે આપણા નિશાન ( સાધ્યબિન્દુ ) ભણી જઇ શકીએ. તે વિજ્ઞાનશાસ્ત્ર એટલા માટે કહેવાય છે, કે ઉપરની બે બાબતોને ધાર્મિક માન્યતા તરીકે જાહેર કરવાને બદલે, અભ્યાસ અને તપાસ વડે તે સિદ્ધ કરી શકાય છે એમ તે જણાવે છે. થીઓસોફીનું શિક્ષણ એ છે કે મનુષ્યને અંધ શ્રદ્ધા રાખવાનું કાંઇ કારણ નથી; કારણકે તેના પોતાનામાં ગુપ્ત શક્તિઓ રહેલી છે, તે જો જાગ્રત કરવામાં આવે તો ઘણી બાબતો તે જાતે જોઇ શકે અને તપાસી પણ શકે; અને આ શક્તિઓ કેવી રીતે જાગ્રત થાય તે પણ થીઓસોફી બતાવે છે. થીઓસોફી જાતે પણ મનુષ્યે ખીલવેલી આવી શક્તિઓના પરિણામરૂપજ છે; કારણકે થીઓસોફીએ જણાવેલાં સત્યો પણ ભૂતકાળમાં કરેલી પ્રત્યક્ષ તપાસનાં ફળરૂપ છે. જે મનુષ્ય ધારે અને એવી શકિતઓ ખીલવવા પ્રયત્ન કરે તે મનુષ્ય આ સત્યોને આ શકિતઓ વડે અત્યારે પણ પોતાને વાસ્તે સાબીત કરી શકે.

## ત્રણ મહાન સત્યો.

ત્રણ મહાન સત્યો અચળ છે. તેઓનો કદાપિ અંત આવી શકે તેમ નથી, છતાં તેને પ્રકટ કરનાર ન હોય તો કોઇક વાર અપ્રકટ રહે. તે સત્યો જીવન જેટલાંજ ગંભીર છે, અને તે છતાં મનુષ્યનું મન સમજી શકે એટલાં સહેલાં છેઃ—

પ્રભુ છે. તે સારો છે. તે મહાન જીવન આપનાર છે. તે આપણી અંદર અને આપણી બહાર વસે છે, તે અમર છે, અને શાશ્વત

કલ્યાણકારી છે. તે કાનથી સંભળાતો નથી, તે આંખથી દેખાતો નથી, તે શરીરથી અડકાતો નથી, પણ તેને અનુભવવાની ઇચ્છા-વાળો મનુષ્ય અંતરમાં તેને અનુભવી શકે છે.

મનુષ્ય અમર છે. તેનાં ભવિષ્યના વિકાસ અને મહત્તાની કાંઈ નથી.

અચળ ન્યાયનો દિવ્ય નિયમ દુનિયામાં પ્રવર્તી રહ્યો છે. દરેક મનુષ્ય વસ્તુતઃ પોતાનો ન્યાયાધીશ છે. પોતાને આનંદ કે દુઃખ આપનાર પોતેજ છે. પોતાના જીવનનો નિયંતા તેમજ પોતાને સુખ તથા દુઃખ આપનાર પોતેજ છે.

ટુંકામાં અને સામાન્ય મનુષ્ય પણ સમજી શકે તેવી ભાષામાં કહીએ તો ઇશ્વર સારો છે, મનુષ્ય અમર છે, અને જેવું આપણે વાવીશું તેવું આપણે લણીશું.

થીઓસોફી ઇશ્વરને બે સ્વરૂપે સ્વીકારે છે એક રીતે તે નિર્ગુણ, પૂર્ણ અને સર્વમય છે; અને બીજી રીતે તે નિર્ગુણ બ્રહ્મમાંથી સગુણ બ્રહ્મ અથવા શબ્દ બ્રહ્મ ઉત્પન્ન થાય છે, જે આ સૃષ્ટિનો વિકાસ કરે છે અને તેને આગળ દોરવે છે.

આ ઉપર જણાવેલા સત્યમાંથી ફલિત થતાં બીજાં સત્યો છે, જે તેના ખુલાસારૂપ છે.

પ્રથમના સત્યમાંથી નીચેની બાબતો નીકળી આવે છેઃ—

૧૦ બહારના વિરૂદ્ધ દેખાવો છતાં સઘળી વસ્તુઓ ચોક્કસ રીતે અને જ્ઞાનપૂર્વક સર્વના કલ્યાણને માટે કાર્ય કરી રહી છે. ગમે તેવા પ્રતિકૂળ લાગતા સંયોગો પણ ખરેખર આપણને જરૂરના છે. આપણી આસપાસના મનુષ્યો તથા વસ્તુઓનું વલણ આપણી ઉન્નતિમાં હરકત નાખવા નહિ પણ મદદ કરવા તરફ છે એમ બરાબર વિચાર કરીએ તો સમજાશે.

૨. આ વિશ્વની યોજના મનુષ્યના ભલાને વાસ્તે કાર્ય કરી રહી છે, તો તે યોજના સમજવી તે તેની ફરજ છે.

૩. જ્યારે તે આ રીતે વિશ્વની યોજના બરાબર સમજે છે ત્યારે તે યોજના સાથે જ્ઞાનપૂર્વક સહાનુભૂતિથી કામ કરવું એવી પણ તેની ફરજ ઉભી થાય છે.

બીજા મહાન્ સત્યમાંથી નીચેથી બાબતો તરી આવે છેઃ—

૧. ખરો મનુષ્ય તે આત્મા છે, અને શરીર તો માત્ર ઉપર ઓઢવાના વસ્ત્ર સમાન છે.

૨. માટે દરેક વસ્તુ તરફ તેણે આત્માની દૃષ્ટિથી જોવું જોઇએ; અને જ્યારે જ્યારે ઉંચી અને હલકી વૃત્તિઓ વચ્ચે મનમાં યુદ્ધ જાગે ત્યારે તેણે પોતાનું સઘળું બળ ઉંચી વૃત્તિઓને પુષ્ટિ આપવામાં વાપરવું જોઇએ.

૩. જેને આપણે સામાન્ય રીતે જીંદગી કહીએ છીએ, તે જીવાત્માના ખરા અને લાંબા જીવનના એક દિવસ સમાન છે.

૪. આપણે ધારીએ છીએ, તે કરતાં મરણ એ ઘણો ઓછો અગત્ય નો વિષય છે; કારણકે તેથી કાંઇ જીવનનો અંત આવતો નથી, પણ એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં જવાનો તે માર્ગ છે.

૫. મનુષ્ય ઉન્નતિક્રમમાં ઘણાં પગથિયાં ચડીને આ સ્થિતિએ આવ્યો છે, માટે આ પાછળનાં પગથિયાનો અભ્યાસ ઘણોજ રસિક, આનંદજનક અને બોધ આપનારો છે.

૬. તેથી આગળ પણ ઉન્નતિનાં ભવ્ય પગથિયા આવવાનાં છે, તેથી તેનો અભ્યાસ પણ વધારે અગત્યનો અને બોધ આપનારો થઇ પડશે.

૭. ઉન્નતિના માર્ગથી મનુષ્ય ગમે તેટલો દૂર ખસી ગયો હોય, છતાં દરેક મનુષ્યને વાસ્તે ઈશ્વરની સંપૂર્ણતાની સિદ્ધિ ચોક્કસ છે.

ત્રીજા મહાન સત્યમાંથી નીચેનાં સત્યો ફલિત થાય છે:—

૧. દરેક વિચાર, વચન અને કાર્યનું ચોક્કસ પરિણામ આવે છે. આ પરિણામ તે કાર્યનો બહારથી મળેલો બદલો નથી, પણ તે કાર્યમાં સ્વાભાવિક રીતે રહેલું ફળ છે. કાર્યકારણરૂપે ફળ દરેક કાર્યમાં રહેલું હોય છે, કારણકે કાર્ય અને તેનું ફળ એ બે ભિન્ન નથી, પણ એક અખંડ વસ્તુના બે છૂટા ન પડે તેવા ભાગો છે.

૨. આ કાર્યકારણના દિવ્ય નિયમનો અભ્યાસ કરવો એ દરેકમનુષ્ય-ની ફરજ છે, અને એમાં તેનો સ્વાર્થ પણ છે. એમ કરવાથી તેને અનુકૂળ થઇ કેવી રીતે જીવન ગાળવું તે તે શીખે છે અને કુદરતના બીજા નિયમોની માફક તેનો પણ તે ઉપયોગ કરી શકે છે.

૩. પોતાનાં ઉપર પૂર્ણ કાબુ મેળવવો એ મનુષ્યને ઘણું જરૂરનું છે; કારણ કે તેથી તે સમજપૂર્વક નિયમને અનુસરી પોતાનું જીવન ગાળી શકે.

## આપણું વિશ્વ.

મનુષ્યને આત્મા છે, એવું બોલવાની રીત પડી ગઇ છે. પ્રત્યક્ષ તપાસના પરિણામે થીઓસોફી તે વિચારને ઉલટાવીને જણાવે છે કે મનુષ્ય એજ આત્મા છે, જે મન, વાસના અને પ્રવૃત્તિરૂપે ( જ્ઞાન, ઇચ્છા અને ક્રિયારૂપે ) પ્રકટ થાય છે, અને તેનાં જે કેટલાંક શરીરો છે તે જૂદાં જૂદાં ભુવનોમાં કામ કરવાનાં તેનાં સાધનો છે. આ ભુવનો જૂદે જૂદે સ્થળે આવેલાં નથી, તેઓ એક સાથે આપણી પાસેજ છે. અહીંયા અને આ વખતે પણ આપણી સમીપ છે, અને તેની તપાસ કરી શકાય તેમ છે. તે ભુવનો પ્રકૃતિના વિવિધ વિભાગોનાં બનેલાં છે, જે સંબંધી વિશેષ હકીકત થીઓસોફીના સાહિત્યમાં પ્રકટ થયેલી માલૂમ પડશે. મનુષ્ય આ બધાં ભુવનોમાં હયાતી ધરાવે છે; પણ સામાન્ય રીતે છેક નીચલા ભુવન—સ્થૂલ ભુવનનો તેને વધારે પરિચય છે.

કેટલી વાર સ્વપ્નમાં અથવા નિદ્રાવસ્થામાં બીજા ભુવનોનો કાંઈક ખ્યાલ તેને આવે છે. જેને આપણે મરણ કહીએ છીએ તે તો આ સ્થૂલ ભુવનને લગતું સાધન-સ્થૂલ શરીર છોડી દેવાની ક્રિયા-જ છે. મનુષ્ય પોતાનો ડગલો કાઢી નાખે તેથી પોતે બદલાતો જરો નથી, તેમ આત્મા આ સ્થૂળ શરીરરૂપી વસ્ત્રનો ત્યાગ કરવાથી ઉચ્ચ-ભુવનોમાં જરા પણ બદલાતો નથી. આ બધી બાબતો કેવળ કલ્પના-નો વિષય નથી, પણ બારીક તપાસ અને પ્રયોગનું પરિણામ છે.

છેક સ્થૂલથી શરૂ કરી સૂક્ષ્મ અને વધારે સૂક્ષ્મ ભુવનોનો વિચાર કરીએ તો તેઓનાં નામ આ પ્રમાણે છેઃ—(૧) સ્થૂલભુવન, (૨) વાસનાભુવન કે કામલોક, (૩) માનસિક ભુવન કે સ્વર્ગ, (૪) આંતર પ્રેરણાનું કે બુદ્ધિનું ભુવન, (૫) આત્મિક કે નિર્વાણ ભુવન. આ કરતાં પણ બીજાં બે વધારે ઉચ્ચ અને સૂક્ષ્મ ભુવનો છે, જેમનાં નામ અનુપાદક ભુવન અને આદિભુવન છે; પણ આપણી હાલની સમજવાની શક્તિ તેને પહોંચી વળે તેમ નથી, અને તેથી આપણે તેમને ગણત્રીમાં લીધાં નથી.

જેઓને સમય, શક્તિ અને ધૈર્ય છે, તેઓ પોતાની ઇન્દ્રિયો અને શક્તિઓને એવી રીતે કેળવે કે તેમનાં ચૈતન્ય ઉચ્ચ ભુવનો સાથે સંબંધમાં આવી શકે. આ ઇન્દ્રિયો અને શક્તિઓ હાલ કેટલાકમાં ખીલેલી છે, અને કામ કરી રહી છે, અને વખત જતાં દરેક માણસ તે શક્તિઓ ખીલવવા સમર્થ થશે.

## પુનર્જન્મ

મનુષ્યોની શક્તિઓ, તકો અને સંયોગોમાં અસમાનપણું જણાય છે, તેના ત્રણ જાતના ખુલાસા આપવામાં આવે છે.

૧. ઇશ્વરે રચેલી ખાસ સૃષ્ટિ. આ ખુલાસા પ્રમાણે મનુષ્ય નિરાધાર

છે, અને તેનું ભવિષ્ય કોઇક આપખુદી અને અકળ ઇચ્છાશક્તિ-પર રહેલું છે.

૨. સાયન્સે શોધી કાઢેલો વંશપરંપરાનો નિયમ. આમાં પણ મનુષ્ય તદ્દન નિરાધાર બની જાય છે. જે ભૂતકાળપર તેની સત્તા નહતી, તે ભૂતકાળના પરિણામરૂપે તેની હાલની સ્થિતિ છે, એમ આ નિયમથી જણાય છે.

૩. **પુનર્જન્મ.** આ નિયમ પ્રમાણે મનુષ્ય પોતાના ભવિષ્યનો નિયંતા ઠરે છે. તેણે ભૂતકાળમાં કરેલાં કાર્યો, વાસનાઓ અને વિચારો ઉપરથી તેની હાલની સ્થિતિ ઘડાઇ છે, અને ઉન્નતિક્રમના નિયમો સમજી અને તેમનો ઉપયોગ કરી પોતાનું ભવિષ્ય તે રચી શકે છે.

પુનર્જન્મના નિયમથી ઇશ્વરનું ન્યાયપણું સત્ય ઠરે છે અને મનુષ્ય પોતાના ભવિષ્યનો નિયંતા ઠરે છે. દરેક જીવ–પરમાત્માનો અંશ છે. તે મનુષ્યશરીરમાં બીજરૂપે આવે છે, તે વખતે તેનામાં જ્ઞાન, અંતઃકરણ કે વિવેકશક્તિ હોતાં નથી. સુખમય તેમજ દુઃખમય અનુભવો મેળવીને મનુષ્ય કેટલાંક સાધનો પ્રાપ્ત કરે છે અને તેમને પોતાની માનસિક અને નૈતિક શક્તિરૂપે ફેરવી નાખે છે. તેનો હાલનો સ્વભાવ તેણે પોતેજ ઘડયો છે, અને ઉન્નતિક્રમમાં તે કઇ સ્થિતિએ પહોંચ્યો છે તે તેથી દેખાઇ આવે છે. સારો સ્વભાવ, ખીલેલી શક્તિઓ, ઉમદા ચારિત્ર એ જીવનનાં સખ્ત યુદ્ધોના પરિણામરૂપે મળેલાં છે, તેને વાસ્તે ભારે અને સખ્ત શ્રમરૂપી કિંમત તેને આપવી પડેલી છે. આથી ઉલટી સ્થિતિ જીવાત્માની બાલ્યાવસ્થા સૂચવે છેઃ આધ્યાત્મિક બીજ હજુ બહુજ ઓછું ખીલ્યું છે, એમ જણાઇ આવે છે.

આજનો જંગલી મનુષ્ય આવતો–ભવિષ્યનો સંત છે. બધા એક સરખે માર્ગે ચાલી રહેલા છે. સઘળા જીવાત્માઓ મનુષ્યજાતિની પૂર્ણ અવસ્થાએ પહોંચવાના છે એ નિશ્ચિત છે. ભૂલના પરિણામે દુખો આવે

છે અને તે ભૂલ સુધારવા ઉપાયો હોય છે. જે વાવ્યું તે અચળ નિયમ પ્રમાણે આપણે લણવુંજ પડશે. સારા કાર્યનું પરિણામ સુખ અને ખરાબ કાર્યનુ પરિણામ દુઃખ છે. જન્મ્યા પછી ઘણા થોડા વખતમાં કોઇક બાળક મરણ પામે છે, તે ભૂતકાળનું લેવું દેવું પતવે છે; અને તેની ઉન્નતિને વાસ્તે જરૂરના અનુભવો મેળવવાને માટે જલદીથી ફરી જન્મ લે છે. વચમાં થોડો વિલંબ થાય છે, પણ તેથી દેવું પણ પતી જાય છે. સામાજીક સદ્દગુણોને લીધે જો કે મનુષ્ય કેટલી વાર જીવનના કલહમાં પાછળ પડી જતો દેખાય છે. કદાચ તેને સ્થૂલ શરીરનો ભોગ આપવાનો સમય આવે છે, પણ તે ભવિષ્યના જીવનને વાસ્તે ઉમદા ચારિત્ર બધે છે, અને આગળ જતાં તે મનુષ્યજાતિનો સેવક બનેછે.

ઘણી જીંદગીઓ સુધી મનુષ્ય આતશાર શ્રમ લે છે ત્યારે તે અસાધારણ બુદ્ધિબળ સાથે જન્મે છે, અને કદાચ તેવા મનુષ્યને તેવાં બુદ્ધિશાળી છોકરાં ન જન્મે અથવા બીલકુલ ન જન્મે તો તેથી કાંઇ નુકસાન નથી; કારણ કે જ્યારે તે ફરીથી જન્મ લે છે, ત્યારે વધારે શક્તિ સાથે જન્મે છે. દારૂડીઓ બાપ દારૂ પીવાની રૂચિવાળા બાળક શરીરને જન્મ આપે છે. આવા શરીરમાં ભૂતકાળમા કરેલી ભૂલોના પરિણામે દુઃખ ભોગવી આગળ વધવા જીવાત્મા પ્રયત્ન કરે છે. આ પ્રમાણે આપણને માલમ પડે છે કે દરેક વ્યકિતની હાલની સ્થિતિ તેનાં ભૂતકાળનાં કાર્યો પર આધાર રાખે છે જો ઉન્નતિના નિયમો સમજવામાં અને પાળવામાં આવે તો મનુષ્ય ચોક્કસ રીતે પોતાનું ભવિષ્ય દોરવી શકે, અને જ્યાંસુધી તે સંપૂર્ણ મનુષ્ય-મહાત્મા—બને ત્યાંસુધી પોતાની સ્થિતિ વધારે ને વધારે સુંદર બનાવ્યા કરે.

કર્મનો સામાન્ય અર્થ કાર્ય થાય છે, પણ તેનો અર્થ ઘણો વિશાળ છે. સામાન્ય મનુષ્ય સમજી શકે તેના કરતાં અમુક કાર્ય કરવામાં ઘણી બાબતો સમાયેલી હોય છે. દરેક કાર્ય ભૂત તથા ભવિષ્યની

સાથે સંબંધ ધરાવે છે. દરેક કાર્યની પાછળ તે કરવાની વાસના રહેલી છે, તેમજ તેને લગતો વિચાર પણ હોય છે, તેમજ બાહ્ય પ્રવૃત્તિ હોય છે કે જેને આપણે સામાન્ય રીતે 'કર્મ' એ શબ્દ લાગુ પાડીએ છીએ. કાર્યકારણની અનંત સાંકળમાં દરેક કાર્ય એ એક અંકોડા સમાન છે. દરેક કારણનું કાર્ય (ફળ) આવે છે અને દરેક કાર્ય ભવિષ્યના કાર્યનું કારણ બને છે. આ અંત વગરની સાંકળનો દરેક અંકોડો ઇચ્છા,વિચાર અને ક્રિયારૂપી ત્રણ વસ્તુઓનો બનેલો છે. વાસના વિચારને પ્રેરે છે. વિચાર સ્મરણશક્તિરૂપે રહે છે, અનેતે સ્મરણશક્તિ વાસનાને જાગ્રત કરે છે, અને વાસના કાર્યરૂપે પ્રકટ થાય છે. પણ આ ત્રણ બાબતો દરેક કાર્યમાં હોય છેજ. વાસના અને વિચાર એ બે ચૈતન્યને લગતાં છે અને કાર્ય એ સ્થૂલ શરીરને લગતું છે. જો બરાબર ચોક્કસ રીતે બોલીએ તો કાર્ય સ્થૂલરૂપમાં પ્રકટ થાય તે પહેલાં માનસિક રૂપે તે હયાતી ધરાવે છે. ઇચ્છા અથવા સંકલ્પશક્તિ, વિચાર અને ક્રિયા એ ચૈતન્યનાં ત્રણ સ્વરૂપો છે.

વાસના, વિચાર અને કાર્યનો સંબંધ તેમજ કાર્યકારણરૂપે આવા કાર્યોનો પરસ્પર અનેક પ્રકારનો સંબંધ—આ સર્વનો 'કર્મ' એ શબ્દમાં સમાવેશ થાય છે, કુદરતમાં અનુક્રમે બનતા બનાવોનો નિયમ તે કર્મનો નિયમ એવી પણ વ્યાખ્યા આપી શકાય. કર્મને બીજા શબ્દોમાં કાર્ય કારણનો નિયમ પણ કહેવામાં આવે છે. તેને વિજ્ઞાનશાસ્ત્રની ભાષામાં આઘાત અને પ્રત્યાઘાતનો નિયમ કહે છે. ધાર્મિક દૃષ્ટિએ બોલીએ તો બાઇબલમાં યથાર્થજ કહેલું છે કે "જેવું મનુષ્ય વાવે છે, તેવું તે લણે છે." આને 'સમતોલ વૃત્તિનો નિયમ'પણ કોઇવાર કહેવામાં આવે છે, કારણ કે જ્યારે ત્રાજવું એક બાજુ નમે છે, ત્યારે કુદરત તેને અસલ સ્થિતિમાં લાવવા પ્રયત્ન કરે છે. કર્મના નિયમના ચોક્કસ સિદ્ધાંતો એ છે કે:—

(૧) વિચાર પ્રમાણે ચારિત્ર બંધાય છે.

(૨) ઇચ્છાશક્તિ પ્રમાણે આપણને તકો મળે છે અને વસ્તુઓ આપણા ભણી આકર્ષાય છે.

(૩) જે પ્રમાણમાં આપણાં કાર્યો બીજાને સુખદુઃખ આપનારાં નીવડે છે તે પ્રમાણમાં સુખદુઃખ મેળવવાને આપણે લાયક થઇએ છીએ.

કર્મનો નિયમ સર્વવ્યાપી છે. શુભ કામ કરો તો જરૂર સારો બદલો મળશે, અને ખોટું કામ કરો તો જરૂર તેથી તમને દુઃખ થશે. કર્મનો નિયમ ફળ આપતાં ઢીલ કરે, છતાં તેનું ફળ આપ્યા વિના રહેતુંજ નથી, આ નિયમ મનુષ્યને છેવટે નીતિભણી લઇ જાય છે. તેને કોઇ દૂર કરી શકે નહિ અથવા અટકાવી શકે નહિ. તે નિયમ પ્રેમ ઉપર રચાયેલો છે, અને તેનું સાધ્યબિન્દુ શાંતિછે. માટે તે નિયમ અનુસરવા યોગ્ય છે.

## મહાત્મા અથવા જીવન્મુક્ત.

જે મનુષ્યોએ મનુષ્યજાતિનો ઉત્ક્રાન્તિક્રમ પૂર્ણ કર્યો છે, જેઓએ પૂર્ણતા પ્રાપ્ત કરી છે, આપણા આ સૂર્યમંડળમાં જેમને શીખવા લાયક કાંઇ રહ્યું નથી, જેને હિંદુઓ અને બૌદ્ધો નિર્વાણ કહે છે અને જેને ખ્રીસ્તીઓ મુક્તિ કહે છે તે પદ જેમણે પ્રાપ્ત કર્યું છે, એવી મહાન્ વ્યક્તિઓને થીઓસોફી મહાત્મા એ નામ આપે છે. તેવા મહાત્માઓ વિશ્વપર રાજ્ય ચલાવનાર અને મનુષ્યજાતિને આગળ વધારનાર અને દોરવનાર વિશ્વવ્યવસ્થાપક આધ્યાત્મિક મંડળના સભાસદો છે. તેઓ પોતાને મનુષ્યજાતિના વડીલ બંધુઓ તરીકે માનેછે અને મનુષ્યજાતિ તથા તેની પેલી પાર ગયેલા ઉચ્ચ આત્માઓ વચ્ચેની સાંકળ અખંડ રહે તે માટે પોતાની ઇચ્છાથી મનુષ્યદેહ ધારણ કરે છે, અને જેઓ અમુક શરતો પૂરી પાડે છે, તેમને પોતાના શિષ્યો તરીકે સ્વીકારે છે. આમ કરવામાં તેમનો હેતુ એ છે કે તે શિષ્યોની ઉન્નતિ ઝડપથી

થાય અને આ રીતે આ ભ્રાતૃમંડળમાં પ્રવેશ કરી તે મનુષ્યજાતિના પરોપકારી ભવ્ય કાર્યમાં મદદગાર થાય.

કેટલાક ઐતિહાસિક પ્રસંગે–કટાકટીનાસમયે–એક પ્રકારનાસુધારામાંથી બીજા પ્રકારના સુધારામાં મનુષ્યજાત જતી હોય તેવે વખતે આ વિશ્વવ્યવસ્થાપક આધ્યાત્મિકમંડળના સભાસદો-મહાત્માઓ અથવા તેથી પણ આગળ વધેલા દિવ્યપુરૂષો પૃથ્વી ઉપર પ્રકટ થાય છે. જો કે સામાન્ય રીતે તેઓ સ્થૂલ શરીરધારી હોય છે, છતાં તેઓ મનુષ્યજાતિના ઘોંઘાટથી ઘણે દૂર એકાંત અને નિર્જન પ્રદેશોમાં રહે છે. તેનું કારણ એ છે કે મનુષ્યોનાં ટોળાંની વચ્ચે ન થઇ શકે તેવું પરોપકારી કાર્ય તેઓ ત્યાં રહીનેવધારે સારી રીતકરી શકે છે. આવી મહાન વ્યક્તિઓને પૂર્વના દેશોમાં મહાત્માઓ, ઋષિઓ, મહર્ષિઓ વગેરે નામ આપવામાં આવે છે. પશ્ચિમના દેશોમાં મધ્યકાળમાં 'પવિત્ર ગ્રેઇલના શરીરો' એ નામથી તેમને ઓળખવામાં આવતા હતા. ખ્રીસ્તી ધર્મની ક્રિયાઓમા 'સંતમંડળ'એ નામથી તેમનું ઝાખું સ્મરણ રહી ગયું છે. આ મહાત્માઓની હયાતીનો પ્રત્યક્ષ પુરાવો મેળવવા માટે

પવિત્ર વિચાર અને જીવન,
ઇશ્વરની ભક્તિ અને મનુષ્યની સેવા,
સતત પ્રયાસ અને ઉચ્ચ ભાવના,
આ સાધનોની ખાસ જરૂર છે.

થીઓસોફીકલ સોસાઇટીના કેટલાક સભાસદોને તે મહાત્માઓનો મેળાપ થયો છે, અને તેઓ તેમનાં શિષ્ય થયા છે, અને બીજાઓ પણ તેમના શિષ્ય થઇ શકે. માર્ગ ખુલ્લો છે, પણ પૂર્વકાળની માફક અત્યારે પણ નીચેના શબ્દો ખરા છે કે

**दुर्गं पथस्तत्कवयो वदन्ति ॥ कठोपनिषद् ॥**

"Strait is the Gate and narrow is the Way that leadeth unto life, and few there be that find it."

જીવન તરફ લઈ જનારો દરવાજો સાંકડો અનેમાર્ગ પણ સાંકડો છે, અને ઘણા થોડાજ મનુષ્યો તે શોધી કાઢી શકે છે. કઠોપનિષદ્ પણ જણાવે છે કે જ્ઞાની પુરૂષો તે માર્ગને દુર્ગમ માર્ગ કહે છે.

## મુમુક્ષુનો માર્ગ.

શુદ્ધ જીવન, ખુલ્લું મન, પવિત્ર હૃદય, જિજ્ઞાસુ બુદ્ધિ, ચોકખું આંતર દર્શન, સર્વ તરફ ભ્રાતૃભાવ, ઉપદેશ અને બોધ બીજાને આપવાની તથા બીજા પાસેથી ગ્રહણ કરવાની તત્પરતા, અંગત અન્યાયનું નીડરપણે સહન કરવું, પોતાના સિદ્ધાંતોને બેધડક જણાવવાની હિંમત, જેમનાપર અન્યાય ગુજર્યો હોય તેમનો બહાદુરીભર્યો બચાવ, અને પવિત્ર વિદ્યા—બ્રહ્મવિદ્યાએ દર્શાવેલી મનુષ્ય જાતિની પ્રગતિ અને પૂર્ણતા તરફ સ્થિર દૃષ્ટિ—આ બધાં સોનેરી પગથિયાં છે, જેનાપર ચઢી અભ્યાસી શિષ્ય દિવ્ય વિદ્યાના મંદિરે પહોંચી શકે છે.

## ભ્રાતૃભાવ.

થીઓસોફીનો મુખ્ય સિદ્ધાંત ભ્રાતૃભાવ છે. આપણા સર્વમાં એકજ ચૈતન્ય વ્યાપી રહેલું છે. આપણા સર્વમાં એકજ પ્રેમ વિલસી રહેલ છે. ગરીબ અને તવંગર, નિર્બળ અને સબળ, આપણે સૌ મનુષ્યજાતિના ભાગરૂપ છીએ, તેથી આપણે સાથે ઉન્નતિ પામીએ છીએ કે સાથે અધમ દશામાં જઈએ છીએ. તમારા સુખમય અને આનંદદાયક મહેલોમાં બેસીને અને ગરીબોના દુઃખ તરફ તમારા હૃદયનાં દ્વાર બંધ કરીને તમે સુખમય અને શાંતિવાળું જીવન ગાળી શકશો એમ માનવાની ભૂલ કરતા નહિ.

જ્યાંસુધી એક પણ પુરૂષ કે એક પણ સ્ત્રી અથવા એક પણ બાળક દુઃખી અને ગરીબ સ્થિતિમાં છે, ત્યાં સુધી તમને ખરી શાંતિ

મળી શકશે નહિ. તેમનામાં અને આપણામાં એક જીવન વ્યાપી રહેલું છે, અને જ્યારે આપણે મનુષ્ય જાતિનાં દુઃખ ઓછાં કરવાને, અને નિર્બળ તેમજ અનાથોનું રક્ષણ કરવાને પ્રયત્ન કરીએ ત્યારેજ આપણે જગદુદ્ધારક મહાસૈન્યમાં કુદરતની સાથે કામ કરનારા તરીકે ઓળખાવાની આશા રાખી શકીએ. આ કામ કરવું એ આપણો હક છે, ફરજ છે, અને આપણે બરાબર સમજીએ તો તે ઉચ્ચમાં ઉચ્ચ સુખનું કારણ છે. પ્રભુ અને મહાત્માઓ આવાં મનુષ્યોને પોતાનાં માનુષી હથિઆરો તરીકે વાપરવાને શોધતાજ હોય છે.

## તમારે શા સારૂ થીઓસોફીકલ સોસાઇટીમાં દાખલ થવું જોઇએ?

સોસાઇટીમાં દાખલ થવું એ મોટો હક છે, એમ જો તમને લાગતું હોય અને ભવિષ્યમાં જે વિચારો સર્વત્ર ફેલાશે, તે વિચારો અત્યારથીજ ફેલાવનારા અગ્રેસર તમારે થવું હોય તોજ તેમાં દાખલ થજો. દાખલ થવાનું કારણ માત્ર એટલુંજ છે કે તેથી સેવા કરવાનો હક પ્રાપ્ત થાય છે. તમને અંદર દાખલ થવા કહેતા નથી, પણ એટલુંજ કહીએ છીએ કે “જો તમારી અંદર આવવાની ઇચ્છા થતી હોય તો આવો, અને અમને મળેલા કીમતી હકમાં ભાગીદાર થાઓ. પણ જો તમારી આવવાની ઇચ્છા ન હોય તો બહાર રહો. તમને ઉપયોગી અને કામનું થઇ પડે એવું અમને લાગશે તે સર્વ અમે તમને આપીશું.” જ્યારે લશ્કર આગળ વધતું હોય છે ત્યારે કેટલાક શરવીરો જે લાગણીથી મોખરે કૂદી પડે છે, તે લાગણીથીજ લોકો આ સોસાઇટીમાં દાખલ થાય છે. કેટલાક મનુષ્યોનો સ્વભાવજ એવો હોય છે કે તેઓ હમેશાં આગળ જાય છે, અને અડચણો વેઠે છે, કે જેથી પાછળ આવનારા બીજાઓને તે રસ્તે જવું સુગમ થાય અને તેઓના કરતાં વધારે મજબુત હાથવાળાઓએ પાડેલે ચીલે તેઓ સહેલાઇથી ચાલી શકે.

બીજા કોઇપણ કારણસર નહિ. પણ ફક્ત આ કારણસરજ તમારે સોસાઇટીમાં દાખલ થવું જોઇએ. કાંઇપણ મેળવવાને અંદર દાખલ થતા ના. જો તમે એવી આશાથી દાખલ થશો તો તમે નિરાશ થશો. મેળવવાનું કામ સોસાયટીની બહારની બાજુએ છે.

જે સુવર્ણમય દિવસે મનુષ્યો પોતાનો આધ્યાત્મિક ભ્રાતૃભાવ કબુલ કરતા થાય, તે પવિત્ર દિવસ નજદીક આવે તેને વાસ્તે મનુષ્ય-જાતિના સેવકો ( મહાત્માઓ ) કામ કરી રહ્યા છે તેમાંના એક થવું હોય અને તેને વાસ્તે પ્રયત્ન કરવો હોય તોજ તેમાં દાખલ થજો. તમારામાં અગ્રેસરનો અને સ્વયંસેવકનો ભાવ હોય તોજ અંદર દાખલ થજો. બીજાઓ સહેલાઇથી ચાલી શકે તે માટે જંગલમાંથી રસ્તો કરવામાં તમને આનંદ લાગતો હોય, બીજાઓ જ્ઞાનના શિખર તરફ સહેલે રસ્તે જઇ શકે તે માટે તમારા પગમાં ઉઝરડા થાય તે છતાં આગળ વધવાનું તમને ગમતું હોય. તોજ આ સોસાઇટીમાં દાખલ થજો.

ભવિષ્યમાં શું થવાનું છે તે તમારા હૃદયથી જાણો છો, અને તમારા જાતિબંધુઓના ભલાને વાસ્તે તે ઉજ્જ્વલ ભવિષ્ય નજદીક લાવવામાં તમે મદદ કરો છો; તમે મનુષ્યજાતિને માટે કામ કરો છો; તમે ઇશ્વરની સાથે કામ કરનારા છો; તેનું જ્ઞાન તમે સર્વ બાજુએ ખુલ્લા હાથે ફેલાવો છો; તમે એવું કામ કરો છો, કે જેને વાસ્તે ભવિષ્યની પ્રજાઓ તમારો આભાર માનવા સાથે કબુલ કરશે, કે જ્યારે સઘળે અંધારૂં હતું ત્યારે તમે પ્રકાશ જોયો, અને જ્યારે સર્વ મનુષ્યો પૃથ્વી અંધારી રાત્રિમાં ડુબી ગયેલી ધારતા હતા તે વખતે પણ તમે પ્રાતઃકાળની જ્યોતિ જોવાને ભાગ્યશાળી થયા—આ સર્વ જાણવું એ આ સોસાઇટીમાં દાખલ થવામાં મોટામાં મોટો લાભ છે.

તમે ભવિષ્યને વાસ્તે—ઉજ્જ્વલ ભવિષ્યને વાસ્તે કામ કરી રહ્યા

છે, તે પ્રેરણા, તે ભાવના, તે આશા અને તે વિચાર કરતાં આ દુનિયામાં વધારે પ્રોત્સાહન આપનારી બીજી કોઇ પ્રેરણા નથી, મનુષ્યોને ઉંચી હદે લઇ જનારી બીજી કોઈ ભાવના નથી, ભવ્યતા પ્રાપ્ત કરાવનારી બીજી કોઈ આશા નથી, અને બળ આપનારો બીજો કોઇ વિચાર નથી. કાર્યમાંજ ફળ રહેલું છે. આજે એક તકનો સારો ઉપયોગ કરવામાં આવે તો આવતી કાલે તેથી વધારે સારી અને નવી તક તમને અવશ્ય મળશે. એક મહાન કવિના શબ્દોમાં કહીએ તો થીઓસોફી

..........:says to you: "Son
Silver and gold have I none;
I give but the love of all nations
And the life of my people of old."

તમને કહે છે કે: "હે પુત્ર! મારી પાસે રૂપું કે સોનું નથી. હું સઘળી પ્રજાઓનો પ્રેમ અને મારા પ્રાચીન પુરૂષોનું જીવન તમને આપું છું."

## થીઓસોફીકલ સોસાઇટીનું સામાન્ય બંધારણ.

થીઓસોફીકલ સોસાઇટીના જૂદા જૂદા દેશ પ્રમાણે વિભાગ પાડવામાં આવેલા છે. તે દરેક વિભાગને 'સેક્શન' કહેવામાં આવે છે. તે દરેકનો પોતાનો જનરલ સેક્રટરી હોય છે, અને દરેકનું પોતાનું બંધારણ હોય છે. દરેક સેક્શન (વિભાગ) પોતાનો કારભાર ચલાવે છે, છતાં સોસાઇટીના સામાન્ય નિયમો પ્રમાણે ચાલવાને દરેક સેક્સન બંધાયેલું છે.

સોસાઇટીનું મુખ્ય મથક હિંદુસ્થાનમાં મદ્રાસ પાસે આવેલા અડયાર ગામમાં છે. ત્યાં સોસાઇટીના પ્રમુખની તથા સેક્રેટરીની ઑફિસો, પુસ્તક પ્રસિદ્ધ કરનારૂં ખાતું, છાપખાનું, ત્યાં રહેનારા લોકો

તેમજ વિદ્યાર્થીઓ માટેના આશ્રમો તથા અડયાર લાયબ્રેરી વગેરે છે. તે લાયબ્રેરીમાં—પુસ્તકાલયમાં પૂર્વ દેશનાં પુસ્તકોમાં હસ્તલિખિત ૭૨૦૦૦ પુસ્તકો છે, અને ૮૦૦૦ છાપેલાં પુસ્તકો છે, અને પશ્ચિમ વિભાગમાં પૂર્વ તેમજ પશ્ચિમના ધર્મ, તત્ત્વવિદ્યા અને સાયન્સને લગતાં પુસ્તકો તથા ચોપાનીયાં મળી ૧૨૦૧૦ પુસ્તકો છે. દરેક સેક્શનમાં ઓછામાં ઓછી સાત શાખાઓ અને કોઇ પણ શાખા સાથે નહિ જોડાયેલા સભાસદો હોયછે. આખી દુનિયા ઉપર આવેલી થ ઓસોફીકલ સોસાઇટીની શાખાઓની ટીપ તે શાખાઓના સેક્રેટરીનાં નામ તથા ઠેકાણાં સાથે સોસાઇટીની વાર્ષિક સભા (કન્વેન્શન) ના રિપોર્ટ સાથે છાપવામાં આવે છે. આ વાર્ષિક સભા એકવાર કાશીમાં અને એકવાર અડયારમાં મળે છે. યુરોપના જૂદાં જૂદાં સેક્શનોનું ફેડરેશન છે, તે એ વર્ષમાં એકવાર એકઠું થાય છે.

એકજ શહેરના સાત સભાસદો પોતાના દેશના જનરલ સેક્રેટરીને લખીને તેની પરવાનગીથી પોતાના શહેરમાં શાખા ખોલી શકે. જે દેશમાં સેક્શન ન હોય તે દેશવાળા સભાસદો અડયારમાં રેકોર્ડીંગ સેક્રેટરી મારફતે પ્રમુખને લખીને શાખા સ્થાપી શકે કોઇ પણ શાખા અથવા સેક્શન પોતાના નિયમો ઘડી શકે; જોવાનું માત્ર એટલુંજ છે કે તે નિયમો સોસાઇટીના સામાન્ય નિયમોની આડે આવવા જોઇએ નહિ. અને જો તે નિયમો પ્રમુખ તરફથી રદ ન કરવામાં આવે તો તે આધારભૂત ગણાય છે.

## થીઓસોફીકલ સોસાઇટીમાં દાખલ થવાની રીતિ.

સોસાઇટીમા દાખલ થવાની અરજી તે માટે છપાયેલા કાગળ પર કરવી, અને તેમાં બે સભાસદોની ભલામણ તથા તે અરજી કરનારની સહી હોવી જોઇએ. ૨૧ વર્ષના અંદરના કોઇને પણ તેના વાલીની રજા સિવાય દાખલ કરવામાં આવતો નથી. અરજીનું પત્ર કોઇ પણ

શાખાના સેક્રેટરી પાસેથી, સેક્શનના જનરલ સેક્રેટરી પાસેથી, અથવા રેકૉર્ડીંગ સેક્રેટરી પાસેથી મળી શકશે. જ્યાં સેક્શન હોય ત્યાં સેક્શનના જનરલ સેક્રેટરી અથવા તો કોઈ શાખાના સેક્રેટરીને તે અરજીપત્ર માટે લખવું. જે દેશોમાં પ્રમુખનો પ્રતિનિધિ હોય તે દેશમાં તે પ્રતિનિધિને અરજી કરવી અથવા તો તેના તાબામાં આવેલી શાખાના સેક્રેટરીને લખવું.

દાખલ થવાની ફી અને વાર્ષિક લવાજમ દરેક સેક્શન પોતાને માટે નક્કી કરે છે.

## થીઓસોફીકલ સોસાઇટી.

મુખ્ય મથક—અડયાર, મદ્રાસ.

પ્રમુખ- મિસિસ ઍની બેસન્ટ.

ઉપ પ્રમુખ—મી. આલ્ફ્રેડ પર્સી સીનેટ.

રેકૉર્ડીંગ સેક્રેટરી—મી. જે. આર. આરીઆ.

ખજાનચી. એ સ્ટવાર્ટ.

થીઓસોફીકલ સોસાયટી ૧૮૭૫ ના નવેમ્બરની ૧૭ મી તારીખે અમેરિકાના ન્યૂયૉર્ક શહેરમાં એચ. પી. બ્લેવેટસ્કી અને કર્નલ એચ. એસ. ઑલ્કૉટ—એ બે વ્યક્તિઓએ સ્થાપી હતી, અને ૧૯૦૫ ના એપ્રિલની ૩ જી તારીખે મદ્રાસમાં રજીસ્ટર કરાવવામાં આવી છે. તે સત્યશોધકોનું એક મંડળ છે અને આધ્યાત્મિક માર્ગે મનુષ્યજાતિની સેવા કરવાને પ્રયત્ન કરે છે અને તેથી તેનો ઉદ્દેશ જડવાદને રોકવાનો અને ધાર્મિક વૃત્તિઓને પુનર્જીવન આપવાનો છે.

થીઓસોફીકલ સોસાઇટીના હિંદવિભાગની મુખ્ય ઑફિસ બનારસ—કાશીમાં છે અને હિંદવિભાગના જનરલ સેક્રેટરી પૂર્ણેન્દુ નારાયણસિંહ એમ. એ. એલ્. એલ્ બી છે. તેમનું ઠેકાણું બનારસ છે.

# થીઓસોફીકલ સોસાઇટીના હિંદી વિભાગના નિયમો.

---

૧ થીઓસોફીકલ સોસાઇટીના હિંદીવિભાગની સ્થાપના સન ૧૮૯૦ ના ડીસેમ્બર માસમાં થઇ હતી, અને ૧૯૦૩ માં તે રજીસ્ટર કરવામાં આવી હતી, અને તે થીઓસોફીકલ સોસાઇટીના નિયમોને આધીન છે.

૨ હિંદી વિભાગમાં હિંદની હદમાં આવેલા સઘળા દેશો, લંકા, મોમ્બાસા, પૂર્વ આફ્રિકા, એડન અને ઇરાની અખાતમાં આવેલી સઘળી શાખાઓ અને કોઈ પણ શાખા સાથે નહિ જોડાયેલા સભાસદોનો સમાવેશ થાય છે.

૩ આ હિંદી વિભાગની વ્યવસ્થા અને દેખરેખનું કામ એક કાઉન્સિલ કરે છે. તે એક અથવા એક કરતાં વધારે જનરલ સેક્રેટરીને ચૂંટી કાઢે છે, અને દરેક વર્ષને માટે કારોબારી કમીટી નીમે છે.

૪ આ હિંદી વિભાગનું વાર્ષિક સંમેલન વારાફરતી કાશી, અડયાર (મદ્રાસ) અથવા સોસાઇટીના પ્રમુખ જે શાખાનું આમંત્રણ કબુલ રાખે ત્યાં ભરાય છે.

૫ જાતિ, પ્રજા, ધર્મ કે જ્ઞાતિ વગેરેનો ભેદ રાખ્યા સિવાય હરકોઈ વ્યક્તિ સોસાઇટીમાં દાખલ થઇ શકે છે.

૬ કોઈ પણ શાખા સાથે સંબંધ રાખ્યા સિવાય પણ કોઈ વ્યક્તિ આ સોસાઇટીનો સભાસદ થઇ શકે છે. આવા સભાસદને 'અન્‌-એટેચ્ડ' (શાખા સાથે નહિ જોડાયેલો) સભાસદ કહે છે.

૭ સોસાઇટીના સામાન્ય નિયમમાં જણાવ્યા પ્રમાણેના અરજીપત્ર પર સહી કરવાથી હરકોઈ માણસ સભાસદ થઈ શકે છે. આ અરજીપત્ર જનરલ સેક્રેટરીને અથવા તે તે વિભાગના કોઇ પણ અધિકારીને લખવાથી મળી શકે છે.

૮ સોસાઇટીમાં દાખલ થવા ઇચ્છનાર વ્યક્તિ જો કોઇ પણ

સ્થાનિક શાખા સાથે સંબંધ રાખવા ઇચ્છે તો તે પોતાની અરજી તે શાખાના પ્રમુખને આપશે, અને પ્રમુખની ગેરહાજરીમાં ઉપ-પ્રમુખને આપશે. અને તે પ્રમુખ કે ઉપપ્રમુખ તેને સોસાઇટીમાં દાખલ કરશે અને તે શાખાના નિયમ પ્રમાણે તે શાખામાં તેને લેવા માટે તે શાખાના સભાસદોને જણાવશે.

૭ અનએટેચ્ડ સભાસદ થવા ઇચ્છનાર વ્યક્તિ પોતાની અરજી બારોબાર જનરલ સેક્રેટરીને મોકલી આપશે.

૮ હિંદની હદમાં કોઇ પણ શહેર કે ગામમાં અમુક શાખા ઉઘાડવાની અરજી જનરલ સેક્રેટરી ઉપર મોકલી આપવી. તે અરજી ઉપર નવી શાખામાં દાખલ થવા ઇચ્છનારા અથવા સોસાઇટીના સભાસદો હોય એવા સાત જણની સહીઓ હોવી જોઇએ.

૯ સોસાઇટીનો સભાસદ, જો તે કોઇ શાખા સાથે જોડાયેલો હોય તો, પોતાના વાર્ષિક લવાજમના ત્રણ રૂપીઆ ભરશે. પણ જો તે કોઇ પણ શાખા સાથે જોડાયેલો ન હોય તો તે દર વર્ષે ચાર રૂપીઆ ભરશે. પચાસ રૂપીઆ અથવા તેથી વધારે મોટી રકમ આપનાર સભાસદને પછીથી દરવર્ષે લવાજમ આપવું પડતું નથી.

૧૦ દરવર્ષનું લવાજમ વર્ષની શરૂઆતમાં ઓક્ટોબરની ૧ લી તારીખે લેવામા આવે છે.

જો કોઈ સભાસદ લગભગ બે વર્ષ સુધી વાર્ષિક લવાજમ નહિ ભરે તો અમુક ચેતવણી આપ્યા પછી, તેણે રાજીનામું આપ્યું છે, એમ ગણવામાં આવશે, અને તેનું નામ સભાસદના પત્રકમાંથી કમી કરવામાં આવશે. પણ પાછલા વર્ષના બાકી રહેલા રૂપીઆ આપવાથી તે ફરીથી સોસાઇટીનો સભાસદ થઇ શકશે.

# જુદા જુદા વિભાગના જનરલ સેક્રેટરીઓનાં નામ તથા ઠેકાણાં.

૧. અમેરિકા. એ. પી. વેરીંગ્ટન, ક્રોટાના, હોલીવુડ. લોસ એન્જેલીસ કેલીફૉર્નીઆ. યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરિકા.

૨. ઇંગ્લાંડ અને વેલ્સ. એચ. બેયલી વીવર ૧૯ ટેવિસ્ટાક-સ્કેવર, લંડન. વેસ્ટ કૉર્નર.

૩. હિંદુસ્થાન. ઓન૦ રાયબહાદુર બાબુ પુર્ણેન્દુ નારાયણસિંહ બનારસ શહેર.

૪. ઑસ્ટ્રેલિઆ. ટી. એચ. માર્ટીન ૬૯ હંટર સ્ટ્રીટ સીડની.

૫. સ્કેન્ડીનેવીઆ. એરિક ક્રોકવેલ. ૭ એન્ગલ બ્રેકટ સ્ગટન. સ્ટૉકહોમ. સ્વીડન.

૬. ન્યૂઝીલાંડ. જે. આર. થોમ્સન ૩૫૧ ક્વીન સ્ટ્રીટ.ઑકલાન્ડ.

૭. નેધર્લાન્ડ્સ મીસ. સી. ડબલ્યુ ડીકગ્રાફ એમ્સ્ટેલડીજક ૭૬. આમસ્ટરડામ.

૮. ફ્રાન્સ. ચાર્લ્સ બ્લેચ. ૪ સ્કેવર રેપ, પેરીસ ૭.

૯. ઇટાલી, ઇમીલો ટુરીન ૧ કોરસો ડોગેલી. જીનોઆ.

૧૦. ક્યુબા. સીનોર: ડોન રાફાએલ ડી અલબેર. એપાર્ટેડો. ૩૬૫. હાવાના.

૧૧. ફીનલાંડ. વીસી એગરવો એગલબી.

૧૨. રશીઆ. મેડમ. એ. કેમેન્સ્કી. આઇવેનો વ્સ્કાયા, ૨૨.પેટ્રોગ્રેડ.

૧૩ ડેનમાર્ક અને આઇસલેંડ—કાન્ટેસ બીલી. બી. સેલ્બી, ફીન, ડેનમાર્ક.

૧૪. સાઉથ આફ્રિકા. મીસ એમ. એલ. મર્ચી. ૭૪૫ રીજરોડ,

મોન્ટ પેલીઆર, ડર્બાન નાતાલ.

૧૫. સ્કૉટલાંડ. ડૉ. ગ્રેહામ પોલ. ૨૮ ગ્રેટકીંગસ્ટ્રીટ. એડીનબરો.

૧૬. સ્વીટઝર્લાંડ. મેડમ એચ. સ્ફેટની. ૩ કોર્ટેસ બેસ્ટીઓન્સ. જીનીવા.

૧૭. બેલજીઅમ. ગેસ્ટન પોલક. ૧૧૨. એવેન્યુ ડી. લા ટોઇસનડી ઓર. બ્રસેલ્સ.

૧૮. ડચ ઇસ્ટઇન્ડીઝ. ડૉ વાન. હીનલુપન લેબર્ટન. ૧૯ મ્યુઝીઅમ વેગ બુઇટન ઝોર્ગ જાવા.

૧૯. બર્મા. એ. વર્હેજ. મૈત્રેયલૉજ. થાંગાન ગ્યુન. રંગુન.

૨૦. નૉર્વે. મીસ એવા બ્લીટ. હેંસ્ટીન્સ્ટ ૯૧ ક્રિશ્ચિઆનીઆ.

ઇજીપ્ત—એગીઝીઓ. પોસ્ટ ઑફીસ બોક્સ નં. ૫૦ કેયરો ઇજીપ્ત

## વિભાગ (સેકશન વગરના) દેશમાં પ્રેસીડેન્ટના પ્રતિનિધિનું નામ તથા ઠેકાણું.

સાઉથ અમેરિકા. સીનોર, જોસે મેલીન. લા વરદાદ ૧૭૯૭

સ્પેઇન.—સીનોર. ડોન જોસે ઝીફરે—રેકયુઝીઓ. ફેલીસીટોસ કેમ્પ-ફર (ગ્રીસન્સ) લાઉટે એન્ગેડાઇથ સુઇસે.

આયર્લાંડ. પી. લેસ્લી પીએલાઉ. ઓમન્ડેલ, સેન્ડ ફર્ડરોડ, ડબ્લીન, આયર્લાંડ.



# મુંબાઇ ઇલાકાની ગુજરાતી ભાષા બોલતી શાખા-ઓનાં તથા તેમના સેક્રેટરીઓનાં નામ તથા ઠેકાણાં.

| ગામનું નામ. | શાખાનું નામ. | સેક્રેટરીનું નામ. |
|---|---|---|
| અમદાવાદ | અમદાવાદ લૉજ | ડૉ. જેકોબ ઈ. સોલોમન. મેડીકલ હોસ્ટેલ અમદાવાદ. |
| અવિધા | નૌતમ લૉજ | ગુણવંતરામ એમ. ભટ્ટ. અવિધા અંકલેશ્વર થઇને. |
| બરોડા | રેવા લૉજ | ધનસુખરામ હ. હોરા, બી. એ. જોગીદાસ વીઠ્ઠલ પોલ, રાઓપુરા. વડોદરા. |
| ભાલોદ | ભાલોદ લૉજ | મણિશંકર નરભેશંકર પંડયા. ભાલોદ, અંકલેશ્વર થઇને. |
| ભાવનગર | ભાવનગર લૉજ | ભાનુપ્રસાદ દાજીભાઇ મ્હેતા. ભગાતળાવસ્ટ્રીટ. ભાવનગર. |
| મુંબાઇ | બ્લેવેટસ્કી લૉજ | મી. આલપાઈવાળા બાર. એટ. લૉ. ૭૨ એપોલો સ્ટ્રીટ, કોટ. મુંબઈ. |
| ,, | શ્રી કૃષ્ણ લૉજ | રંગીલદાસ જે. લાલા. મોરારજી ગોકુલદાસ હોલ, ક્રાવેલ સ્ટ્રીટ, મુંબઈ. |
| ડેસર | ડેસર લૉજ | અર્જુનલાલ બાપુભાઈ વૈદ્ય. મુ. ડેસર પોસ્ટ કાલોલ. |
| સીનોર | સીનોર સેન્ટર | ચંદુલાલ ત્રી. વ્યાસ. બી એ. સીનોર. |

| | | |
|---|---|---|
| ભરૂચ | આત્મવિદ્યા લૉજ | મણિલાલ મોતીલાલ આર્ય. લલ્લુભાઇના ચકલામાં |
| ખંભાત | ખંભાત લૉજ | ત્ર્યંબકલાલ આર. ભટ્ટ. હાઇસ્કુલ. ખંભાત. |
| ચુડા | ચુડા લૉજ | પદ્મનાભ હરિદત્ત શાસ્ત્રી. ચુડા |
| હડાળા | હડાળા લૉજ | ઇચ્છાશંકર ડી. ઘોલકીયા. હડાળા કુંકાવાવ સ્ટેશન થઇને |
| જુનાગઢ | જુનાગઢ લૉજ | મણીલાલ મા. મહેતા એમ. એ. એલ. એલ. બી શાપુર દરવાજા જુનાગઢ. |
| કરાંચી | કરાંચી લૉજ | ડી. પી. કોટવાળ. બંદરરોડ-કરાંચી. |
| નડીઆદ | ગોપાળકૃષ્ણ લૉજ | માધવલાલ નભુભાઇ. ચોભણ. પારેખની પોળ. |
| નાંદોદ | નાંદોદ લૉજ | મોહનલાલ હરિવલ્લભ મેહતા. નાંદોદ. |
| નવસારી | નવસારી લૉજ | એરામજી એ. રાદેરીઆ વકીલ. નવસારી. |
| રાજકોટ | રાજકોટ લૉજ | હરિશંકર એન. પંડ્યા. વકીલ. હાઇકોર્ટ. |
| સુરત | સનાતન ધર્મસભા | શ્રીપતરાય હકુમતરાય. વાડીફલીઆ—સુરત. |
| વાડાસીનોર | મૈત્રેય લોજ | ત્રીકમલાલ રણછોડ વાડાસીનોર. |
| ગોધરા | ગોધરા લોજ | ડો. માણેકશા હો. માસ્તર; રેલ્વે ડીસ્પેન્સરી, ગોધરા. |

# થીઓસોફીને લગતાં ગુજરાતી પુસ્તકો.

## ભાષાંતરો.

### મૅડમ બ્લેવેટસ્કી કૃત.

| | |
|---|---|
| ગુપ્ત જ્ઞાનસંહિતા... | ૦-૧૨-૦ |
| ગુપ્તનાદ... | ૦-૪-૦ |

### ઍનીબેસન્ટ કૃત.

| | |
|---|---|
| દેહી અને તેના દેહ | ૦-૬-૦ |
| સમ્પૂર્ણ મનુષ્ય | ૦-૪-૦ |
| આત્મા અને તેના કોશો | ૦-૫-૦ |
| પુનર્જન્મ | ૦-૪-૦ |
| કર્મ | ૦-૪-૦ |
| પુરાણી પ્રજા | ૧-૪-૦ |
| વિચારશક્તિ | ૦-૧૨-૦ |
| કર્મ જ્ઞાન અને ભક્તિમાર્ગ | ૦-૫-૦ |
| ધર્મ અને હિંદુધર્મ | ૦-૬-૦ |
| મહાન્ મંદિરનો ચોક | ૦-૭-૦ |
| મુમુક્ષુનો માર્ગ | ૦-૬-૦ |
| અવતાર | ૦-૫-૦ |
| શ્રી રામચંદ્ર | ૦-૧૦-૦ |
| મહાભારત | ૦-૧૨-૦ |
| મરણોત્તર સ્થિતિ... | ૦-૪-૦ |
| [illegible]દયવાદ | ૦-૪-૦ |
| વ્યાખ્યાનમાળા | ૦-૪-૦ |
| હિંદુસ્થાનની ઉન્નતિનો માર્ગ | ૦-૪-૦ |
| શાંતિનું સ્થળ | ૦-૧-૦ |
| મરણ પછીની સ્થિતિ | ૦-૧-૦ |

| | |
|---|---|
| સુખની શોધ ... ... ... ... ... | ૦—૧—૦ |
| જૈનધર્મ ... ... ... ... ... | ૦—૧—૦ |
| મનુષ્યનું ભવિષ્ય પોતાના હાથમાં ... ... ... | ૦—૧—૦ |
| શ્રી કૃષ્ણ ચરિત્ર ... ... ... ... ... | ૦—૨—૦ |

મી. લેડબીટરકૃત.

| | |
|---|---|
| દેવલોક... ... ... ... ... ... | ૦—૪—૦ |
| સ્વપ્ન ... ... ... ... ... ... | ૦—૩—૦ |
| ગેબી મદદગારો ... ... ... ... ... | ૦—૪—૦ |
| આંતર જીવન ... ... ... ... ... | ૦—૮—૦ |

મી. જીનરાજદાસ કૃત.

| | |
|---|---|
| ફૂલ અને ફૂલવાડીઓ ... ... ... ... | ૦—૩—૦ |
| મારી પ્રતિજ્ઞા ... ... ... ... ... | ૦—૪—૦ |
| પ્રભુને નામે ... ... ... ... ... | ૦—૩—૦ |

જે. કૃષ્ણમૂર્તિ કૃત.

| | |
|---|---|
| શ્રી ગુરૂચરણે ... ... ... ... ... | ૦—૩—૦ |
| સેવા ભાવે શિક્ષણ ... ... ... ... | ૦—૩—૦ |

પરચુરણ.

| | |
|---|---|
| થિઓસોફીનાં મૂળતત્ત્વો ... ... ... ... | ૦—૫—૦ |
| થીઓસોફી ... ... ... ... ... | ૧—૦—૦ |
| માર્ગપ્રકાશિની ... ... ... ... ... | ૦—૨—૦ |
| સનાતનધર્મગ્રન્થાવલિ ભાગ ૨ જો. ... ... ... | ૦—૮—૦ |
| સનાતનધર્મનો સંવાદ ... ... ... ... | ૦—૧—૦ |
| ભગવદ્ગીતા ... ... ... ... ... | ૦—૬—૦ |
| આદર્શ પુરુષ ... ... ... ... ... | ૦—૬—૦ |
| ગુરુદર્શન ... ... ... ... ... | ૦—૬—૦ |
| કુમુદચંદ્ર ભાગ ૧ લો ... ... ... ... | ૧—૪—૦ |
| મહાત્મા અથવા જીવન્મુક્ત ... ... ... | ૦—૧—૦ |
| યોગમાર્ગનો ભોમીઓ. ... ... ... ... | ૦—૧—૦ |

| | |
|---|---|
| મનુષ્ય મરીને ક્યાં જાય છે? ... ... ... | ૦-૪-૦ |
| મહાત્માઓ ... ... ... ... ... | ૦-૪-૦ |
| જગદ્‌ગુરુનું આગમન ... ... ... ... | ૦-૧-૦ |
| પૂર્વના તારાનું મંડળ ... ... ... ... | ૦-૧-૦ |
| શ્રી બુદ્ધચરિત્ર ... ... ... ... ... | ૦-૮-૦ |
| પ્રભુમય જીવન ... ... ... ... ... | ૦-૧૨-૦ |
| ઍની બેસન્ટનું જીવનચરિત્ર... ... ... ... | ૦-૧૨-૦ |
| મરણ પછી માણસની હાલત ... ... ... | ૧-૦-૦ |
| જીજ્ઞાસુનો નિત્ય બોધપાઠ ... ... ... ... | ૦-૧-૦ |
| મહાત્માનું હૃદય. ... ... ... ... | ૦-૧-૦ |

## પુસ્તકો મળવાનું ઠેકાણું.

બ્લેવેટસ્કીલૉજ. ૭૨ એપોલોસ્ટ્રીટ મુંબાઇ.

થીઓસોફીકલ સોસાઇટી. હીમાભાઇ ઇન્સ્ટીટ્યુટ. અમદાવાદ.

થીઓસોફીકલ લૉજ. ભાવનગર.

## જીજ્ઞાસુ.

થીઓસોફીનું સાહિત્ય ગુજરાતી ભાષામાં પ્રકટ કરનારૂં ઉત્તમ માસિક. તેમાં નીતિ, તત્ત્વજ્ઞાન અને ઉપદેશાત્મક લેખો આવે છે, ઘણું સસ્તું માસિક—વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે માત્ર બાર આના.

જીજ્ઞાસુ ઑફીસ

ભાવનગર.

## દૈવીસંદેશ.

થોડા સમયમાં જગતમાં મહાન્ જગદ્‌ગુરુ પધારશે એ બાબતને લગતું સાહિત્ય ફેલાવનાર માસિક. નાના પણ ઉપયોગી લેખોનો સંગ્રહ. વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે બાર આના.

દૈવી સંદેશ—ઑફીસ.

ભાવનગર.

# વાંચનારને સંબોધન.

—◆—

જુઓ ! જુઓ. ' એક વાવનારો બી વાવવા ચાલ્યો. તેણે કેટલાંક બીજ વેર્યા. કેટલાંક બીજ રસ્તાની બાજુએ પડયા. પક્ષીઓ આવ્યા અને તે ચરી ગયા.

કેટલાંક બીજ જ્યાં બહુ માટી ન હતી એવી પત્થરની જમીન પર પડયાં. તરતજ તે ઉગી નીકળ્યાં, કારણ કે જમીન ઘણી ઉંડી ન હતી.

સૂર્ય ઉદય થયો એટલે તે બળવા લાગ્યાં અને તેમનાં મુળીઆં ઉંડાં નહિ હોવાથી તે કરમાઇ ગયાં.

કેટલાંક બીજ કાંટામાં પડયાં. કાંટાઓ ઉગી નીકળ્યા અને તે બીજને દબાવી દીધાં.

પણ કેટલાંક બીજ સારી જમીન પર પડયાં, અને તેનાં ફળ કેટલાંક ત્રીસ ગણાં, કેટલાંક સાઠ ગણાં અને કેટલાંક સો ગણાં આવ્યાં.

છપાય છે !                                    છપાય છે ! !

# થિઓસોફી લેખ માળા.

પૃષ્ઠ ૩૨૫.                                    કિંમત ૨ રૂ.

તેમાં નીચેના બત્રીસ ઉત્તમ વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

મિસિસ એનીબેસન્ટ—(૧) શાંતિનું સ્થળ, (૨) નીતિનો પાયો, (૩) હિંદુ ધર્મની સાપેક્ષ ભાવના. (૪) ખરૂં આત્મજ્ઞાન. (૫) અંધ શ્રદ્ધા અને શુભ જ્ઞાન. (૬) દિવ્ય ભાવનાઓ.

મી. લેડબીટર.-(૭) મરણ પાછળ, રડનારાને સંબોધન. (૮) ખરી કેળવણી.

મી. અર્નેસ્ટવુડ.—(૯) ચારિત્ર રચના.

સર ઓલિવર લૉજ.—(૧૦) અદૃશ્ય સાહાય્ય.

મી. જહાંગીરજી તારાપોરવાળા.—(૧૧) પ્રાતઃ કાળનું ધ્યાન.

મી. આઇ. એસ. કુપર-(૧૨) વિશ્વ દૃષ્ટિ (clairvoyance) ની ખીલવણી.

જેમ્સ એલન. (૧૩) ગરીબાઇ.

તે ઉપરાંત મી. મણિલાલ નથુભાઇ દોશીના નીચેના ભાવના-મૃદુ લેખોનો સમાવેશ કરવામાં આવશે.

(૧૪) વિજય અને પરાજય. (૧૫) સામાન્ય ભ્રાન્તિ, (૧૬) આત્મ સંયમ, (૧૭) વચન સંયમ, (૧૮) સહાનુભૂતિ. (૧૯) આત્મ શ્રદ્ધા, (૨૦) કર્મયોગનો વિજય. (૨૧) અશાંતિમાં શાંતિ, (૨૨) સત્યનો વિજય. (૨૩) જીવનનો ઉદ્દેશ. (૨૪) આર્ય જીવનના નિત્ય નિયમો. (૨૫) જ્ઞાનનો પ્રભાવ. (૨૬) સદ્ગુણ ખીલવવાનો સરલ માર્ગ. (૨૭) ખરી ઉદારતા. (૨૮) પરનિંદા યાને જીભનાં પાપ. (૨૯) જીતેન્દ્રિયત્વ. (૩૦) દીર્ઘાયુષી શી રીતે થવાય ? (૩૧) વિશાળ દૃષ્ટિ. (૩૨) શુદ્ધ વિચાર અને તેની આવશ્યકતા.

જુલાઇની ૧ લી તારીખે તૈયાર થશે.

મળવાનું ઠેકાણું મણિલાલ નથુભાઇ દોશી. રતનપોળ અમદાવાદ

# પ્રાતઃકાળની પ્રાર્થના.

આ જગતની અંદર જે પ્રેમની સોનેરી સાંકળ વિસ્તારેલી છે, તે સાંકળનો હું એક અંકોડો છું. મારે તે અંકોડો ચળકતો અને મજબુત રાખવો જોઇએ. તેટલા માટે જે કોઈ જીવ મળશે તે તરફ હું દયાળુ અને નમ્ર થઈશ, અને મારા કરતા જેઓ વધારે ગરીબ અને નિર્બળ હશે, તેમનું રક્ષણ કરવાને અને તેને મદદ કરવાને હું પ્રયત્ન કરીશ. વળી હું પવિત્ર અને સુંદર વિચાર કરવાને પ્રયત્ન કરીશ; પવિત્ર અને સુંદર વચનો બોલવાને પ્રયત્ન કરીશ અને પવિત્ર અને સુંદર કાર્યો કરવાને પ્રયત્ન કરીશ. તે સાંકળનો દરેક અંકોડો ચળકતો અને મજબુત રહો, એવી મારી પ્રાર્થના છે.

ઈશ્વર એ પ્રેમ છે, અને પ્રેમ એ ઈશ્વર છે.

માયાળુ વિચાર કરો, કારણ કે પ્રેમાળ વિચાર એજ પ્રાર્થના છે.

—જયુલીઆના પત્રો.

પ્રેમ વગરનું જીવન એ જીવન નથી, પણ જીવતુ મરણ છે.

—રાલ્ફ વાલ્ડો ટ્રાઇન

સારા થવાનું પ્રથમ લક્ષણ કોઈ પણ વસ્તુ પ્રતિનો પ્રેમ છે અને બીજું લક્ષણ કોઈ પણ વસ્તુ પ્રતિનો પૂજ્યભાવ છે.

—જ્યોર્જ ઇલીયટ.